



# શ્રી ગોપી ગીત.

## ( ગુજરાતી અક્ષરોમાં. )

પ્રયોજક,


શ્રી નરનારાયણ ચર્ણાવિંદોપાસક,

શ્રીયુત કિર્તનકાર શાસ્ત્રી મણિલાલ અંબાશંકર.



છપાવનાર,

વૈષ્ણવ હેમચંદ જેઠાભાઈ ધ્રુવ,

રાણેકરાંદ કપુરચંદનો માળો, વીઠલવાડી, મુંબઈ. ૨.

સંવત ૧૯૭૬. ] પ્રત ૧૦૦૦ [ સન ૧૯૨૦.

છાપનાર:—શા. મગનલાલ જગજીવનદાસ, ( ૧૩૮૬×૭૬. )

શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ, ૩.

# સુચના.

ઘણીજ આશ્ચર્યની વાત છે જે જીવ મોહરૂપી માયામાં લુબ્ધ થઇને શ્રીહરીનું સ્મરણ કરતો નથી તે મહા ખેદની વાત છે. પોતાનાં હજારો જન્મ થઇ ગયા તેમ આ ક્ષણભંગુર દેહ ઉપર કાળ ચક્ર ફર્યા કરે છે તે પોતે જાણે છે તથાપી જીવ નાના પ્રકારનાં કુકર્મ કર્યા કરે છે. અને તે કર્મથી ચોરાસી લક્ષયોનીઓમાં ફર્યા કરે છે. એક ઘડી પછી શું થાશે તેની પણ ખબર નથી છતાં સંસારમાં હું અને મારૂં છોડતો નથી. પોતાનાં કર્મથી ઉંચનીચ યોનીયોમાં પડીને સુખ યા દારૂણ દુઃખ ભોગવે છે છતાં પણ અખંડ સચ્ચીદાનંદ શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મર્ણ કરતો નથી તે કરતાં બીજું આશ્ચર્ય શું ! ઘણીજ નવાઇની વાત છે જેમ દીવાની જ્યોતમાં પતંગીયો મોહીત થઈને પડે છે ને પોતાનો પ્રાણ ગુમાવે છે તેમજ આ મોહરૂપી માયામાં જીવ મોહીત થઇને પોતાની અમુલ્ય આયુષ્ય ગુમાવે છે. કરોડો રૂપીઆનો હીરો હાથમાં આવેલ હોય તે વીના મુલે ફેંકી દેવો તે કરતાં બીજી વધારે શું મુર્ખતાઇ હતી તો હે ભાઈ આ અમુલ્ય દેહને વ્યર્થ નહીં ગુમાવતાં પોતાનાં સ્વધર્મમાં રહી સરવે પ્રાણી માત્ર ઉપર દયા રાખી ગૌ બ્રાહ્મણનું પાલન કરવું અને અહોનિશ ક્ષણે ક્ષણે તન મનથી શ્રીકૃષ્ણ ચંદ્રનું સ્મરણ કરવું એજ જીવનનું સાર્થક છે. શ્રી કૃષ્ણ શરણમમઃ શ્રી કૃષ્ણ શરણમમઃ

——:o:——

# શ્રી ગોપી ગીત.

જયતિ તે ધિકં જન્મના વ્રૂજ,
શ્રયત ઇંદિરા શશ્વ દત્રહિ;
દયિત દ્રષ્યતાં દિક્ષુ તાવકા,
સ્ત્વયિ ધૃતા સવસ્ત્વાં વિચિન્વતે. ૧

ગોપીઓ કહે છે—હે પ્રિય શ્રી કૃષ્ણ! આપના જન્મથી વ્રજ અધિક વિજય પામેલ છે, તેમજ અહિં લક્ષ્મીજી સદા નિવાસ કરી રહ્યાં છે, તેથી વ્રજ શોભા યુક્ત બન્યું છે, સર્વ સુખી છે, પરંતુ કેવળ તમારે માટેજ પ્રાણ ધારણ કરનારી અમે તમારી ગોપીઓ તમને દિશાઓમાં શોધીએ છીએ, માટે હે પ્રિય! આપ અમને દર્શન આપો. ૧

શરદુદાશાયે સાધુ જાત સત્,
સરસિ જોદર શ્રીમુષા દ્રશા;
સુરત નાથ તે શુલ્ક દાસિકા,
વરદ નિધ્નતો નેહ, કિં વધઃ ૨

અર્થઃ—હે અખિલ સંભોગ પતિ! શરદ ઋતુના સરોવરમાં ઉત્પન્ન થયેલાં કમળના ગર્ભથી પણ વિશેષ

શોભાયુક્ત નેત્રવડે અમે જે આપની મૂલ્ય વગરની દાસીઓ તેનો, હે વરદાન આપવાવાળા! શા માટે વધ કરો છો? આપ કદાચ કહેશો કે નેત્રથી વધ કર્યો તે વધ ન કહેવાય તો હે નાથ! અમને શસ્ત્રના વધથી નેત્ર વધ અધિક સંતાપ આપે છે, માટે તીરછી નજરથી હરિ લીધેલાં અમારાં પ્રાણ દર્શન આપી પાછાં આપો. ૨

**વિષજલાપ્ય યાત્વ્યાલ રાક્ષસાત્**
**વર્ષ મારૂ તાત્વૈધુતા નલાત્**
**વૃષમયાત્મ જાત્વિશ્વતો ભયાત્**
**ઋષભ તે વયં રક્ષિતા મુહુ. ૩**

અર્થઃ—હે શ્રેષ્ઠ નાથ! નાગના ઝેરથી બનેલ વિષમય જળથી, અઘાસુરથી, વંટોળીયા વાયુ તૃણાવર્તથી, વિજળીયોથી, વરસાદથી, અગ્નિથી, અરિષ્ટાસુરથી, વ્યોમાસુરથી તથા બીજા પણ સર્વ ભયમાંથી આપે વારંવાર અમારૂં રક્ષણ કરેલ છે, તોપછી આ વખતે વિયોગ રૂપી મહા દુઃખમાં અમારી ઉપેક્ષા કેમ કરો છો? ૩

**ન ખલુ ગોપિકા નંદનો ભવાન્,**
**અખિલ દેહિનાં મંતરાત્મ દૃકે;**
**વિખન સાર્થિતો વિશ્વગુપ્તયે,**
**સખ ઉદેયિ વાન્સાત્વતાં કુલે. ૪**

અર્થઃ—હે મિત્ર ! તમે કંઈ યશોદાના પુત્ર નથી, પરંતુ તમે તો સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી ઇશ્વર છો, અને બ્રહ્માની પ્રાર્થના ઉપરથી વિશ્વનું રક્ષણ કરવા માટે યાદવના કુળમાં પ્રગટ થયા છો. ૪

વિરચિતાભયં વૃષ્ણિ ધુર્ય તે,
ચરણમીયુષાં સંસૃતે ર્ભયાત્ ;
કર સરોરૂહં કાન્ત કામદં,
શિરસિ ધેહિનઃ શ્રી કરગ્રહમ્. ૫

અર્થઃ—હે વૃષ્ણિ કુળની ધુરાને ધારણ કરનાર શ્રી કૃષ્ણ! સંસારના ભયથી તમારા ચરણે શરણ થયેલ ને જે અભય આપનારો તથા સર્વ મનોરથ પૂર્ણ કરનારો અને લક્ષ્મીજીના હસ્તને ગ્રહણ કરનાર આપનો કમળ સમાન હસ્ત હે કાન્ત ! અમારા મસ્તક ઉપર ધરો. ૫

વ્રજ જનાર્તિહન્વીર યોષિતાં,
નિજ જનસ્મય ધ્વંસન સ્મિત;
ભજ સખે ભવત્કીંકરીઃસ્મ નો,
જલરૂહાનનં ચારૂ દર્શય. ૬

અર્થઃ—હે વ્રજવાસીની પીડાને હરનારા વીર પુરૂષ! મંદમંદ હાસ્યથી ભક્તના ગર્વને ટાળનાર હે મિત્ર!

અમે તમારી દાસીઓ છીએ તેને યાદ કરી આપનું મનોહર મુખકમળ અમને દેખાડો. ૬

પ્રણત દેહિનાં પાપ કર્શનં,
તૃણ ચરાનુગં શ્રીનિકેતનં;
ફણિ ફણાર્પિતં તે પદાંબુજં,
કૃણુ કુચેષુનઃ કૃન્ધી હૃચ્છયમ્. ૭

અર્થ:—પ્રણામ કરનારના પાપને હરનારૂં, કૃપાથી પશુઓની પાછળ જનારૂં, સૌભાગ્યથી લક્ષ્મીના નિવાસરૂપ, અને જે કાલીયનાગના મસ્તકપર નૃત્ય સમયે મૂકાએલું તે આપનું ચરણકમળ અમારા હૃદયપર મૂકી અમારા મદનજ્વરનો નાશ કરો. ૭

મધુરયા ગિરા વલ્ગુ વાકયયા,
બુધ મનોજ્ઞયા પુષ્કરેક્ષણ;
વિધિ કરી રિમા વીર મુહ્યતી,
રધરસીધુના પ્યાયયસ્વ નઃ ૮

અર્થ:—હે કમળ નયન! હે વીર! સુંદર વાક્યોવાળી તથા વિચક્ષણના મનને ગમે તેવી, તમારી મધુર વાણીથી મોહ પામેલી જે અમો આપની દાસીઓ છીએ તેને આપના અધરામૃતનું પાન કરાવીને જીવીત દાન આપો. ૮

તવ કથામૃતં તપ્ત જીવનં,
કવિ ભીરિડીતં કલ્મષાપહમ્;
શ્રવણ મંગલં શ્રીમદાતતં,
ભુવિ ગૃણંતિતે ભુરિદા જના. ૯

અર્થ:—હે નાથ ! તમારી કથારૂપી અમૃત સંતાપ પામેલાને નવું જીવન આપનાર છે, બ્રહ્મવેત્તા બ્રહ્માદિક કવિઓ પણ દેવતાઓના અમૃતથી કથામૃતને શ્રેષ્ઠ ગણી તેનું ગાન કરે છે, કેમકે દેવતાઓનું અમૃત કામ અને કર્મને વધારનારૂં છે, અને કથામૃત કામ તથા કર્મને મટાડનારૂં, પાપને હણનારૂં છે. દેવતાઓનું અમૃત યજ્ઞ યાગાદિક કરીએ ત્યારે મળે છે, અને કથામૃત તો શ્રવણ થીજ કલ્યાણ કરે છે. દેવોનું અમૃત માદક છે, અને કથામૃત શાંત છે. એવું જે આપની કથારૂપી અમૃત તેને જે ગ્રહણ કરે છે, તેઓ ઘણા ભાગ્યશાળી છે, એમ અમે માનીએ છીએ. ૯

પ્રહસિતં પ્રિય પ્રેમ વીક્ષણં,
વિહરણંચતે ધ્યાન મંગલમ્;
રહસિ સંવિદો યા હૃદિ સ્પૃશઃ,
કુહક નો મનઃ ક્ષોભયંતિ હિ. ૧૦

અર્થ—હે પ્રિય ! તમારૂં હસવું, પ્રેમ યુક્ત જોવું, ધ્યાનમાં સુખકર વિહાર અને હૃદયમાં લાગી રહેલી એકાંતની સંકેત વાર્તાઓ તે સર્વે ( સાંભરી આવતાં ) અમારા મનને ક્ષોભ પમાડે છે. ( જો કે આપની કથા તે અમૃત છે, તોપણ અમે તો આપનાં દર્શનથીજ તૃપ્ત થવાની છઇએ ). ૧૦

ચલસિ યદ્વ્રજાત્ ચારયન્પશુન્,
નલિન સુંદરં નાથ તે પદમ્;
શિલ તૃણાંકુરૈઃ સીદતીતિ નઃ
કલિલતાં મનઃ કાંત ગચ્છતિ. ૧૧

અર્થઃ—હે નાથ ! હે કાંત ! તમે જ્યારે પશુઓને ચારવા માટે વૃજમાંથી વૃંદાવનમાં પધારો છો, ત્યારે તમારા કમળ જેવાં કોમળ ચરણો, કાંકરીઓ, ખડ, તથા અંકુરોથી કલેશ પામતાં હશે, એમ ધારીને અમારૂં ચિત્ત બહુ કલેશ પામે છે. ૧૧

દિન પરિક્ષયે નીલ કુન્તલૈ,
ર્વનરૂહાનનં બિભ્રદાવૃતમ્;
ઘનરજસ્વલં દર્શયન્મુહુર્,
મનસિ નઃસ્મરં વીર યચ્છસિ. ૧૨

અર્થઃ—હે વીર ! સાંજ વખતે કાળા કેશથી વીંટાએલ, ગાયોની ચરણરજ ઉડવાથી ઘનશ્યામ રંગવાળુ ભ્રમરોથી ઘેરાએલ કમળ જેમ શ્યામ રંગનું હોય, તેવું આપનું મુખારવિંદ અમને દેખાડી સ્મર ઉત્પન્ન કરોછો, તે મુખ કમળનું હવે અમને ઝટ દર્શન આપો. ૧૨

પ્રણત કામદં પદ્મજાર્ચિતં,
ધરણિ મંડનં ધ્યેય માપદિ;
ચરણ પંકજં શંતમં ચ તે,
રમણ નઃસ્તનેષ્વ ર્પયાધિ હન્. ૧૩

અર્થઃ—હે કલ્યાણકારિ શ્રી કૃષ્ણચંદ્ર ! હે પીડાને હરનાર ! હે રમણ ! તમે હવે પ્રણામ કરનારની કામના પૂર્ણ કરનાર, અને બ્રહ્માએ પૂજેલ, પૃથ્વીના શણગાર રૂપ, સંકટ સમયે ધ્યાન કરવા યોગ્ય સેવા સમયમાં સુખકારી, એવું જે આપનું ચરણ કમળ તે અમારા હૃદયપર ધારણ કરો. ૧૩

સુરત વર્ધનં શોક નાશનં,
સ્વરિત વેણુના સુષ્ઠુ ચુંબિતમ્;
ઇતર રાગ વિસ્મારણ નૃણાં,
વિતર વીર નસ્તેધરા મૃતમ્. ૧૪

અર્થઃ—હે વીર ! તમારૂં અધરામૃત, કે જે સુરતને વધારનારૂં, શોકને ટાળનારૂં, સ્વરવાળી બંસીએ સુંદર રીતે ચુંબીત કરેલું, અને અન્ય સર્વ સુખને ભુલાવી દેનારૂં છે તે અમને પાન કરાવો. ૧૪

અટતિ યદ્ ભવા નહિ કાનનં,
ત્રુટિ ર્યુગાયેતે ત્વામ પશ્યતામ્,
કુટિલ કુન્તલં શ્રીમુખં ચ તે,
જડ ઉદીક્ષતાં પક્ષ્મ કૃદ્દશામ્. ૧૫

અર્થઃ—તમે જ્યારે વનમાં ફરવા પધારો છો, ત્યારે આપના દર્શનનો વિયોગ થવાથી એક ત્રુટિ જેટલો વખત તે અમને યુગ જેવડો થઈ પડે છે અને જયારે સાંજે આપ ગાયો ચરાવી વૃજમાં પધારો છો ત્યારે આપનું સુંદર મુખ વાંકડીયા કેશવાળું અમે જોઇ અત્યંત પ્રસન્ન થઇએ છીએ, અને તે મુખને નીહાળતી વખતે આંખનું મટકું પણ અમને નડતર રૂપ થાય છે, કારણ કે તેટલા વખત આપનું મુખ જોવાને અમને અંતરાય આવે છે તેથી તે વખતે અમે પાંપણ બનાવનાર બ્રહ્માને જડ માનીએ છીએ. ૧૫

પતિ સુતા ન્વય ભ્રાતૃ બાંધવા,
નતિ વિલંઘ્યતેન્ત્યચ્યુતા ગતાઃ

ગતિ વિદ સ્તવોદ્ ગીત મોહિતા,
કિ ત વ યોષિતઃકસ્ત્યજે ન્નિશિ. ૧૬

અર્થઃ—હે અચ્યુત ! અમે પતિ, પુત્ર, સંબંધી, ભાઇઓ, નાતિલાઓ વગેરે સર્વનું ઉલ્લંઘન કરી આપની પાસે આવેલ, અને વળી આપ ગતિ વિદ એટલે આવવાનું કારણ જાણોછો કે અમો આપના ગાયન પર મોહ પામેલ છીએ, તેવી અને વળી ભીરૂ સ્વભાવવાળી જે અમો અબળા સ્ત્રી જાતી તેને આવી ભયંકર રાત્રીમાં હે કપટિ ! તમારા વિના બીજો કોણ તજે? ૧૬

રહસિ સંવિદ હૃચ્છયો દયં,
પ્રહસિતાનનં પ્રેમ વીક્ષણમ્;
બૃહદુરઃ શ્રિયો વીક્ષ્ય ધામ તે,
મુહુરતિ સ્પૃહા મુહ્યતે મનઃ ૧૭

અર્થઃ—એકાંતમાં થયેલ સાંકેતિક વાર્તાલાપ, તેથી થયેલ સ્મરનો ઉદય, તમારૂં હાસ્યયુક્ત મુખ કમળ, પ્રેમથી જોવું, અને લક્ષ્મિજીના નિવાસ રૂપ આપનું વિશાળ ઉર સ્થળ વગેરે સર્વ તરફ નીહાળી જોતાં અમને મોહ થાય છે, અને દર્શનાભિલાષા પ્રગટ થાય છે. ૧૭

વ્રજવનૌકસાં વ્યક્તિ રંગ તે,
વૃજિનહન્ત્ર્યલં વિશ્વમંગલમ્;

**ત્યજ મનાક્ચન સ્ત્વત્સ્પૃહાત્મનાં,**
**સ્વજન હૃદ્રુજાં યન્નિષૂદનમ્. ૧૮**

અર્થ:—હે શ્રી કૃષ્ણચંદ્ર ! આપનું પ્રાગટ્ય વ્રજવાસી અને વનવાસીઓનાં દુ:ખને ટાળવાવાળું, તથા વિશ્વનું પરમ કલ્યાણ કરનારૂં છે. માટે પોતાના ભક્તોના હૃદયના રોગને જે નાશ કરેછે તે ગુપ્ત ઔષધ અમને તમારી કામનાવાળી દાસીઓને થોડુંક આપો, તે ગુપ્ત ઔષધ આપજ જાણો છો. ૧૮

**યત્તેસુજાત ચરણાંબુરૂહં સ્તનેષુ,**
**ભીતાઃશનૈ પ્રિય દધીમહિ કર્કશેષુ;**
**તેનાટવિમટસિ તદ્વ્યથતે ન કિંસ્વિત્,**
**કૂર્પાદિભિ ર્ભ્રમતિ ધીર્ભવદાયુષાંન : ૧૯**

અર્થ:—હે પ્રિય ! અમારાં કઠિન હૃદયમાં આપના કોમળ ચરણ કમળને ચાંપતી વખતે બીતી બીતી અમો ધારણ કરીએ છીએ, તે કોમળ ચરણવડે આપ વનમાં ફરોછો ત્યારે રસ્તા માંહેની ઝીણી ઝીણી કાંકરીઓ શું તમને પીડા નહિં આપતી હોય ! એવો વિચાર થઈ આવવાથી તમેજ જેનું જીવન છો એવી અમો તેની બુદ્ધી મુંઝવણમાં ભ્રમણ કરવા મંડેછે. ૧૯

——:૦:——

(૧) તુંતો તારા બીરદ સામું—એ રાહ.

નહીં એમ થાયે રાજી કદી નંદલાલા
અવગુણ તારા શું ગણાવુંરે......ભાઈ નહીં. ૧
ઘરમાંહે ખાવા કાજે ઘી લીએ સારૂં, હાં હાં હાં
દેવ દીપક કાજે ગોતે ગંધારૂંરે....ભાઇ નહીં ૨
વનિતાની વાળી સાચે મોતીડે મઢાવે, હાં હાં હાં
મુગટમાં ફટકીયા જડાવેરે........ભાઇ નહીં ૩
ગણ્યાં ના ગણાય તારા ઘણાં અપરાધો હાં હાં હાં!
મણી સંત્ સંગ લાગે ખારોરે........ભાઇ નહીં ૪

રાહ (કેરબો.) (૨)

ઉમર આખી તારી ખાલી ખટપટમાં ગઇરે
ખટપટમાં ગઇરે ખટપટમાં ગઇરે—ઉમર ૧
બાળપણામાં વાણી ન્હોતી ધાર્યું કાંઇ ન થાય
સાકર કાજે રડતો ત્યારે માતા ઓસડ પાય—ઉમર ૨
ત્યાર પછીથી રમવા લાગ્યો સરખા બાળક સાથ
માર ખાઇ ઘરે રોતો જાતો ભાંગી પગ કે હાથ—ઉમર ૩
ભણતર ભણીયો પંડયા પાસે ભુગોળ લેખાં આંક
યુવાન વયમાં યુવતી કાજે રળતો થઇને રાંક—ઉમર ૪
બાપ થયો બે ત્રણ બાળકનો વધી પડી બહુ વેઠ
કાળાં ધોળાં કરીને ભરતો તહારાનું તું પેટ—ઉમર ૫
દીકરા જ્યારે રળતાં શીખ્યા ભાવ ન પુછે કોઇ
મણી કહે કોઇ દીન પ્રભુ ન સમર્યા રહ્યો તું અંતે રોઇ—ઉમર ૬

ધનાશ્રી અથવા કયાંથી આ સંભળાય—એ રાહ.

નરનારાયણ દેવ પ્રતાપી નરનારાયણ દેવ.
દુઃખીયા જીવનાં દુઃખ મટાડી સુખી કરે તતખેવ—પ્રતાપી
મન ઇચ્છિત શુભ પ્રભુજી આપે પાડો દરશનની ટેવ—પ્રતાપી
ચરણે જાયે પરમ સુભાગી સુરમુની કરતા સેવ—પ્રતાપી
મણી કહે ભાવે ભજતાં રાજી થાશે દેવાધીદેવ—પ્રતાપી

રાહ માઢ

રૂડું પતીતપાવન અધમોદ્ધારણ ભવ જલ તારણહાર
શ્રી નરનારાયણ ધામ. ટેક
સહુ પાપ વીનાશક સંપતીદાયક સત્ય સહાયક
શ્રી નરનારાયણ નામ
ભાવ ધરી જે જન અહીં આવી કરશે પ્રભુનું સ્મરણ
દુઃખ ટળે સુખ સર્વ મળે વળી ટળશે જન્મ ને મર્ણ. રૂડું
મનહર પ્રભુની મુરતી નીરખે નેત્ર ઠરે જોઇ રૂપ
થઇ કૃતાર્થ પ્રભુ દરશનથી પડશે નહીં ભવ કુપ. રૂડું
પરમ દયાળુ ભક્ત પ્રભુના ભજે ભજાવે રામ
ભજન કીરતન ગંગા વહે છે મણી પામ્યો આરામ. રૂડું

——:o:——

# અમૃત ઘુંટડો.

———:●:———

આ અસાર સંસારમાં રાત અને દિવસ ઇશ્વર સ્મરણ અને તેનાં પદોને વંદન કરવામાં તેમ સંત્ સમાગમ કરવામાં ગાળજે. તેમ કરવાથી એ કૃપાળુ તારો જ્ઞાનરૂપ ભંડાર ભરપુર કરશે કે જે જ્ઞાનરૂપી નૌકાથી આ માયિક સંસારમાં શુદ્ધ ચૈતન્ય પરબ્રહ્મ પરમાત્માની સાથે તારી ઐક્યતા થવામાં વાર લાગશે નહીં.

હે માનવ હૃદયમાંની સર્વ દુષ્ટ વાસનાનો નાશ કરતા શીખ, અવિચાર્ય કર્મથી દુર રહે, મનની સ્થીરતા કર, તારા વ્યવહારોને દગપણાથી દુર રાખજે, કોઇની પણ નિંદા કરીશ નહીં, તારી પોતાની અને તારા ભાંડુઓની ખાનગી વાત કોઈ દિવસ ઉઘાડી પાડીશ નહીં, ગરીબને જોઈ તેનાં ઉપર દયા લાવજે અને બને તેટલી મદદ કરજે.

કોઇ મનુષ્યનાં ઉપરનાં કૃત્ય જોઇને અંતઃકરણમાં પુરતો વિચાર કર્યા વગર ઉતાવળાપણે કદીપણ તેને ધીક્કારીશ નહીં, તેમજ દુષ્ટ કૃત્ય (નઠારાં કર્મો), દગલબાજી, પરાયુ ધન પચાવતી વખત મનુષ્યનો ભય કરતાં ઇશ્વિરનો ભય રાખજે કારણ જે સર્વ વ્યાપક અખંડ સચ્ચિદાનંદ પ્રભુને જવાબ દેવોજ પડશે.

**હેમચંદ જેઠાભાઈ ધ્રુવનાં જેશ્રીકૃષ્ણ.**

# વૈષ્ણવોને વિનંતિ.

શ્રીયુત કિર્તનકાર શાસ્ત્રી મણિલાલ અંબાશંકર વ્યાસ પોતાના નિવાસ સ્થાન ગામ ભીંગરાડમાં શ્રી નરનારાયણનું મંદિર બંધાવે છે, તો તે શુભ ધાર્મિક કાર્યમાં સર્વે વૈષ્ણવો મદદ કરી પોતાના દ્રવ્યનો દિવ્ય ઉપયોગ કરશે, એવી હું સબળ આશા રાખું છું. જે સદ્‌ગ્રહસ્થ તરફથી જેટલી રકમ આપવામાં આવશે, તેને તેટલી રકમની છાપેલ પ્હોંચ શ્રીયુત કિર્તનકારની સહી સાથે આપવામાં આવશે. નાણાં સંબંધી કુલ હીસાબ હું રાખું છું. જેથી મારી ખાત્રી થઈ છે કે આ શુભ કાર્યમાં અવશ્ય મદદ આપવી યોગ્ય છે.

લી० વૈષ્ણવ એચ. જે. ધ્રુવના

જયશ્રીકૃષ્ણ વાંચશોજી.